સમર્પું કાન એ મ્હારા, સમર્પું જીભ તે લેશો,
ખરી નિષ્કામની ભક્તિ, ગુરૂજી દક્ષિણા લેશો. ૪
ભવોભવમાં સદા ભક્તિ, જીવન અર્પણ કર્યું તે લો,
પ્રતિષ્ઠા કીર્તિને ધનની, ગુરૂજી દક્ષિણા લેશો. ૫
અનન્ય શુદ્ધ શ્રદ્ધાના, સુકોમળ પુષ્પથી પૂજું,
તમારો હું તમે તે હું, ગુરૂજી દક્ષિણા લેશો. ૬

---

(૪) મ્હારા એ કાન આપને સમર્પું છું કાનથી કોઈની નિન્દા સાંભળવી નહિ. સત્પુરૂષોના ઉત્તમ શબ્દો સાંભળવા. રાગ અને દ્વેષનો નાશ કરે, અને દયાદિ સદ્ગુણો ઉત્પન્ન કરે. ઇત્યાદિ ગુણોત્પાદક શબ્દ સાંભળવા એ કાનનું કાર્ય છે. આપનાજ કાન છે એમ જાણી કર્ણદ્વારા ઉત્તમ શુભ ધર્મ શબ્દોને સાંભળીશ. જિવ્હા ઉદરમાં આહાર ચાવીને નાખવાને માટેજ ફક્ત નથી કિન્તુ જિવ્હાવડે સુશબ્દો બોલવા, સત્ય બોલવું. ઉત્તમ વ્યાખ્યાનો દેવાં, સ્વ અને પરના ભલા માટે જિવ્હાવડે વાણી બોલવી એજ જિવ્હાનું કાર્ય છે. કોઇનો પ્રાણ હણાય એવું જિવ્હાથી ન બોલવું એમ પ્રતિજ્ઞા કરૂં છું અને તે પ્રમાણે વર્તીશ એમ આપની જિવ્હા માનીને પ્રવૃત્તિ કરીશ. ઉપર્યુક્ત જિવ્હા સત્કાર્યરૂપે હું આપશ્રીને દક્ષિણા સમર્પું છું. જેમાં અશુભ વાસના વા વિષયવાસનાની ઇચ્છા નથી એવી નિષ્કામ ભક્તિની દક્ષિણા સમર્પું છું તે લેશો. આજથી હું નિષ્કામ ભક્તિ કરીશ અને જગત્‌ના ભલા માટે પણ નિષ્કામ બુદ્ધિથી પ્રવર્તીશ.

(૫) ભવોભવમાં આપની ભક્તિ થાઓ. આપના સદ્ગુણોનો ઉપાસક બન્યો છું. મ્હારૂં જીવન, આપને સમર્પું છું તે આપ કૃપા કરીને લો. સારાંશ કે મ્હારૂં જીવન ઉત્તમ ધર્મકાર્યો કરવામાં ગાળીશ. મ્હારા જીવનનો અભિમાન ત્યાગ કરૂં છું અને પરમાર્થનાં કાર્યો કરવા જીવન ધારૂં છું તેમાં હું એવો પ્રત્યય ન થાય તેવી ભાવનાની ઉત્પત્તિ માટે આપને જીવન સમર્પણ કરૂં છું. આજથી પ્રતિષ્ઠા કીર્તિ અને ગૃહસ્થદશામાં જે શિષ્ય હોય તેની અપેક્ષાએ ધન. એ ત્રણનું આપને સમર્પણ થાય છે. એ ત્રણમાં અહંત્વ બુદ્ધિ થાય છે તેનો ત્યાગ કરૂં છું અને જગત્‌ના શ્રેયઃ માટે તેમાં થતું અહંત્વ તજું છું આપને સમર્પું છું તેનો ભાવાર્થ એ છે કે હવે એ ત્રણને પોતાનાં નહિ માની આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ.

(૬) હે સદ્ગુરો! આપના ઉપર મ્હારી સદાકાળ અનન્ય શ્રદ્ધા છે તે અનન્ય શ્રદ્ધારૂપ સુકોમલ પુષ્પથી આપને પૂજું છું. આપના સંબંધી મારા હૃદયમાં અનન્ય શ્રદ્ધા છે તે શ્રદ્ધા ચોલમજીઠના રંગ જેવી છે. કદી ગમે તેવા મનુષ્યોના સમાગમથી પણ આપપ્રતિની અનન્ય શ્રદ્ધા ન્યૂન થવાની નથી. હે સદ્ગુરો! હું તમારો છું, આપની આજ્ઞાનો હું ઉપાસક છું, હું આપના ઉપર અત્યંત પ્રેમ ધારૂં છું ત્યારે તે વખતે આપના આત્માને મારારૂપે ભાળું છું તેથી તમે તે હું એવો અનન્ય સંબન્ધ અનુભવાય છે. મારામાંથી અહંત્વ કાઢી નાખું અને તમને ધ્યેયરૂપે ધારૂં છું ત્યારે ત્વમસ્યહં એવું ભાન થાય છે. તમારી જે દિશા છે તેજ મારી દિશા છે એવં. આપની ભક્તિના દ્વારા અહંત્વભાવનો નાશ અને અનન્યદશાની આપને દક્ષિણા સમર્પું છું તે કૃપાદૃષ્ટિ કટાક્ષતઃ ગ્રહણ કરશો.

નથી હું ને તમે એવું, સદા જ્યાં ઐક્ય આનન્દમય,
" બુદ્ધયબ્ધિ " પ્રેમ લાવીને, ગુરૂજી દક્ષિણા લેશો. ૭

સં. ૧૯૬૭ આષાઢ શુદિ ૩ મુંબાઈ. ॐ शान्तिः. ॐ शान्तिः ॐ शान्तिः ३.

---

(૭) હે સદ્‌ગુરો! આપના સદ્‌ગુણોની પ્રાપ્તિ માટે આપના સદ્‌ગુણો ઉપર પ્રેમ ધારણ કરૂં છું અને સદ્‌ગુણ પ્રેમની ભાવનામાં જ્યારે લીન થઈ જવામાં આવે છે ત્યારે હું અને તમે એવું ભાન ભૂલી જવાય છે અને તત્ સમયે આપનું અને મ્હારૂં ઐક્ય અનુભવાય છે અને તત્ સમયે સત્વાનન્દગુણ ખીલી ઉઠે છે અને આપના સદ્‌ગુણોની સાથે ઐક્ય થતાં અપૂર્વ સુખની ઝાંખી અનુભવાય છે, એવી મારા આત્માની દશાની હું આપને દક્ષિણા આપું છું. સારાંશ કે આપની આજ્ઞા પ્રમાણે ચાલવાથી અહંત્વભાવનો નાશ થાય છે. આ સર્વસ્વ મ્હારૂં છે એવી ભાવનાની આપને દક્ષિણા આપતાં મન, વાણી, કાયા, અને નામાદિમાં અહંત્વ ઉઠતું નથી. અને મન, વાણી અને કાયાવડે ધર્મવ્રતોનું આચરણ થાય છે. હે સદ્‌ગુરો! હું આપનો છું, આપના અને મારા વચ્ચે દ્વિધાભાવ નથી. આપના આત્માની દશા પ્રાપ્ત કરવા માટે રાગદ્વેષ અને વિષયભોગ આદિ પાપવાસનાનો ત્યાગ કરીને આપને હું સર્વસ્વ માનીને અનુસરૂં છું. માટે હે સદ્‌ગુરો! મારા ઉપર પૂર્ણ પ્રેમ લાવીને ગુરૂદક્ષિણા ગ્રહણ કરશો. ગુરૂશ્રીના કહેવાનો આશય આવો છે.

મધુકર.

